# શ્રી ખડાયતા સેવા સમાજ

અ મ દા વા દ

નો

# ચોથો રંજન કાર્યક્રમ

卐

સ્થળ : 'ભારતભુવન થીએટર,' ધીકાંટા, અમદાવાદ

સંવત ૧૯૯૭ના કાર્તિક વદ ૬ તા. ૨૧-૧૧-૪૦

( સાંજના સાડા સાત વાગે )

ગુ રુ વા ર

રંજનોત્સવ પ્રમુખ :

**શ્રી. માણેકલાલ પ્રાણજીવનદાસ શાહ**



સંપાદકો

અંબાલાલ નૂ. શાહ

ચિમનલાલ મં. શાહ

ચિમનલાલ ટી. સરૈયા

સુમનલાલ મ. ભગત

રંજન સમિતિ: ખડાયતા સેવા રામાજ, અમદાવાદ



પ્રકાશક

મંત્રીઓ: શ્રી ખડાયતા સેવા સમાજ, અમદાવાદ



મૂલ્ય:- એક આનો

૨

ઇન્દુમતીનો પૂજન અભિનય

૩

## સુખસાગર



[ વિમળાબ્હેન ચાહવાળા અને પુષ્પાબ્હેન ચાહવાળા ]

રાગ : ભિમપલાસ તાલ ત્રિતાલ

ભજમન નિશદિન શ્યામ સુંદીર.
સુખસાગર હરિ શ્રી રાધાવરઃ—ભજમન.

અંતરો

સકલ જગત કે જીવન ધન પ્રભુ,
કરત કૃપા નિત નિજ ભક્તન પરઃ—ભજમન.

૪

## ઉત્સવ આવ્યો



કું. ચંદ્રકાંતા તલાટી, લીલાવતી શાહ,
પુષ્પાવતી શાહ, સુમતિ નાજર



ઉત્સવ આવ્યો, આનંદ લાવ્યો
થનગન હૈયાં નચવી નાચ્યો.
રોજ ઊઠીને થાકયાં પાકયાં
અંગ ઉમંગે રસથી રસતો
નીલાંબર ધરતી માડીનો
ઉત્સવ આવ્યો, આનંદ લાવ્યો.

નરનારી સૌ સાથે રહીને
શરદ આવતાં ધવલ કરીને
હરખે, ખેલે રાસ રચીને
ઉત્સવ આવ્યો, આનંદ લાવ્યો.
જગ—ઉપવનમાં આ કોયલડી
ટહુકે રોજે એ રાતલડી
આનંદ રસને પાતાં પીતી
ઉત્સવ આવ્યો, આનંદ લાવ્યો.

અંબાલાલ શાહ

૫

## નાચે છે મોર



નલિની પરીખનો અભિનય

ગાનાર:—કુ. મંગળા મ. પરીખ. કુ. વસુમતિ ત્રી. શેઠ.

નાચે છે મોર મારો નાચે છે મોર;
લીલેરી જાજમે નાચે છે મોર.
ઊંચે ઊડે ઘેરાં જળભર્યાં વાદળાં;
ગડગડતા થાએ ગગન મોરી શોર.
ચમકે વીજલડી આંજતી આંખલડી;
તોફાની વાયરો કરતો શું જોર.
ચળકંત નીલ રંગ પીંછાં સોહીએ;
ચાંદરણાં ભરચક ભરેલાં રે લોલ.
ઠુમઠુમ ઠુમઠુમ ; ઠેકડિયો મારતો;
નાચે છે નાચ મોર રઢિયાળો મોર.

૮

# નિગમાગમ

●

[ વિમળાબહેન ચાહવાળા અને પુષ્પાવતીબહેન ચાહવાળા ]

રાગ : દુર્ગા. તાલ ત્રિતાલ

મન મોહન મુરલીવાલા,
મુરલીવાલા સખી હૈ કાલા.—મનમોહન

અંતરો

નિશદિન જાકો ધ્યાન ધરતહૈં
મુનિ નિગમાગમ ગુણ ગાવતહૈં
જીત જઇએ ઉત હમ દેખતહૈં
શિશ મુગુટ ગલે બન મા–લા.–મનમોહન

૯

# શંકર ભીલડી નૃત્ય

●

નલિની પરીખનો બીજો અભિનય

[ કુ. વસુમતિ ત્રિ. શેઠ, કુ. નલિની ર. પરીખ ]

રૂમઝુમ કરતી નીકળી ભીલડી તપ છોડવવા ચાલીજી,
આંખડી ખોલી કહે મહાદેવજી કોણ પુરૂષની નારીજી.

**ભીલડી:—**

ભીલ ઘર ન્હાતી, ભીલ ઘર ધોતી;
વારે વારે મોતીડાં પરોવતીજીરે.
મારા ભીલથી પડી વીખુટી, જંગલમાં હું જોતીજી.–રૂમઝુમ૦

શંકર:—

સિંહલદ્વીપસે દાંત મંગાવું, લાલ ચૂડીઓ વહેરાવુંજી,
ચૂડીઓ ઉપર કનક મઢાવું, ઠુમકે પાણી ઘર લાવુંજી—રૂમઝુમ૦

ભીલડી:—

મારા ભીલ તો બાળા ભોળા નિત્ય નિત્ય જંગલ જાયેજી,
સાંજ પડે ભીલ ઘરમાં આવે તાણી તીર લગાવેજી—રૂમઝુમ૦

શંકર:—

ઉત્તરા ખંડથી વાદળી મંગાવું, ઝીણા ઝીણા મેહુલા વરસાવુંજી,
તારા ભીલને ફુબકુબ મારૂં, તને કરૂં પટરાણીજી—રૂમઝુમ૦

ભીલડી:—

તમારે મહાદેવજી બબ્બે રાણી ત્રીજીને શું કરશોજી ?
ત્રીજી નારી ઘરમાં ઘાલી, ધોકા મનમાં લેશોજી—રૂમઝુમ૦

શંકર:—

પારવતીને પિયર વળાવું, ગંગા તારી દાસીજી,
ઉજ્જવલ ખંડમાં મહેલ ચણાવું, તને કરૂં પટરાણીજી—રૂમઝુમ૦

ભીલડી:—

મારા ભીલ તો થૈ થૈ નાચે, આપના છો શિવ શંકરજી,
નાચી નાચી શિવ મને રીઝાવો, થાઉં તમારી દાસીજી—રૂમઝુમ૦

શંકર:—

એક હાથ શિવ મસ્તક ધરીઓ દુસરો ધરીઓ કેડજી,
ડમરૂ લઈ શિવ નાચત લાગે; " નરસૈયો " દેખેજી—રૂમઝુમ૦

૧૩

# ચાંદરણી ગાય



શાંતા શાહ, ઈંદુમતી દેસાઈ, શંકુતલા દેસાઈ, પુષ્પા

ચાંદરણી ગાય મારી ચાંદરણી ગાય;
વહેલી વહેલી વગડે ચરવા જાય.

રૂમઝુમ રૂમઝુમ ઝાંઝર થાય;
મધુર મધુર એની ઘંટડી ગાય.

ચાંદરણી ગાય મારી ચાંદરણી ગાય;
મખમલ જેવી એની ચમકે છે કાય.

નાના ગોવાળિયા વાંસળી વાય;
વડલાની હેઠય ગાય ઝોકાં ખાય.

ચાંદરણી ગાય, મારી ચાંદરણી ગાય;
તાંબડી લઈ બા દોહવા જાય.

પ્યાલો ધરીને હું તો ઊભી છું પાસ;
ઊના ઊના દૂધની અંતરમાં આશ.

રમણિક અરાલવાળા

૧૪

સુનીતિ ગો. પરીખનું અભિનય ગીત

## બા બ લો



કુ. સુનીતા પરીખ

બાબલો કેવો રૂપાળો દેખાય !
ગોરા ગોરા ગાલ છે, વાંકડિયા વાળ છે !
શરીર સુંદર સોહાય; બાબલો.
ધૂંઢણભેર ચાલતો, પાછું વાળી નાસતો;
મામ મામ કરતો જાય; બાબલો.
થનગન નાચતો, હાથ તાળી પાડતો;
ઝાલ્યું પણ ના તે ઝલાય. બાબલો.

લેખક ?

૧૫

## ગરબો રમણે ચઢયો રે લોલ



સુશીલા શાહ, લીલાવતી પરીખ, અર્મિલા પરીખ.
ઊર્મિલા નાજર

સાવ સીસમનો બાજઠિયો રૂડી ફરતી
ઘુઘરીઓ માળ—
ગરબો રમણે ચઢયો રે લોલ !

૧૯

# ફૂલડાંના ફાલ



સુશીલા શાહ, સુકન્યા શાહ, લીલાવતી પરીખ,
પ્રમિલા પરીખ

કળિઓના ફાલથી છાબ શી ભરાઈ છે!
પુષ્પોના રંગ ને પરાગની નવાઈ છે!

કોઈ ઝીલો ફૂલડાં
મોંઘાં ને રૂડલાં

અંતઃસ્થ વાત જૂની ધોવી ઉજાશથી :
હૈયાંસુ હૈયાં મિલાવી ઉલ્લાસથી :

ફૂલડાંના ફાલ આ
વિદ્યાની માળ આ

જ્ઞાતિ નરનાર રાજ રાચો આ વર્ષે :
હૈયાની આંખ આજ ઊઘડો આદર્શે :

જ્ઞાતિની ડાળની
ક્રાન્તિની ફાળશી

આવો, આ બહેનનાં સ્વાગત ઝીલજો :
પુત્રી તમારી આ, સદ્ભાવ રાખજો :

ઊંચા ઓ ઊડજો !
સંગાથ રાખજો !

પંગત એકમાં ગંગા વહેવાડવી:
ફૂલડાંના ફાલની સુવાસ મહાલવી !

અંતઃસ્થ

૨૦

## કોયલિયાં



વાણી બહેનો

[ રાગ : રાગેશ્વરી : તાલ ત્રિતાલ ]

બન બન બોલત કોયલિયાં
આયી બસંત બહારીઆ
ફૂલી ચમેલી બેલરીઆ....

અંતરા

ઉમગે નયે નયે પાતવા
હરે હરે મોહત મનવા
નાચત મુરવા સુંદરવા........ બન

?

 વિરામ 

૨૯
# એક શેઠિયો



સુશીલા શાહ, લીલાવતી મહેતા

અમદાવાદનો શેઠિયો રે
એક શેઠિયો રે, એને મિલો ત્રણથી ચાર.
એ તો પોતે વેઠિયો રે
કહે વેઠિયો રે, દોડાવે મોટરકાર.
વીજળી કેરા પંખા રે
કંઇ પંખા રે, આરામ નથી તલભાર.
પાઘડી રાતી બંકારે
લાલ બંકા રે, એની હાક પડે મિલદ્વાર.
મજૂરમાં નરનારી રે
કંઈ નરનારી રે, પીસે છે દેહકતાર.
ધમ ધમ સંચા ચાલે રે
શા ચાલે રે, એ જીવતા દાનવઝાર.
દેહ દળીને જીવે રે
સૌ જીવે રે, એ શેઠને કૈંક હજાર.
મરી મરીને આપે રે
જીવ આપે રે, જીવાડે શેઠ બજાર.
સંચો ભરખી જાતો રે
દેહ જાતો રે, મીલ જીવતી ડાકણ હોય.

શેઠનાં માનવી રૂડાં રે
શાં રૂડાં રે, ઉર ચિંતા નહિ તલભાર.
દેવ ને દેવી જેવાં રે
પ્રભુ જેવાં રે, રૂપાળા ઠાઠ અપાર.
શેઠનાં છોકરાં હસતાં રે
શાં હસતાં રે, ફરવા સાંજસવાર જવાય.
મજૂર ખેડૂત દળતાં રે
દેહ દળતાં રે, ને છોકરાં વલખાં ખાય.
શેઠની વાતો મોટી રે
વળી ખોટી રે, મિલ એજંટ એ જ ગણાય.
પેટથી જુદી વાતો રે
હોઠ વાતો રે, એ શેઠિયો ગુણી ગણાય.

કામદારોને કહેતો રે
હસી કહેતો રે, કે શેઠિયો વેઠિયો થાય.
પરોપકારે જીવતો રે
એ જીવતો રે, સુણ સમજુ મજદૂર રાય.
અમદાવાદનો શેઠિયો રે
એક શેઠિયો રે, જગ જોડી નથી જ્યાં એક.
ચાહે ના એ શેઠિયો રે
શઠ શેઠિયો રે, એ શેઠની અક્કલ નેક.

૨૫

**પ્રમુખશ્રીનું વક્તવ્ય**

૨૬

## મંગળ ઘડી



આવી ....... આવી .......
શુભ મંગળ ઘડી આવી.

મધુમધુરી, આજ નવી.
આવી શુભ મંગળ ઘડી આવી.

માળ ફૂલોની લાવી;
ગંધ સુગંધ સુખદાયી
મુજ હૃદયે હોંશથી ઘેલી;
કંઠ ધરું ત્યાં સુખ હેલી;
આવી શુભ મંગળ ઘડી આવી.

**અંબાલાલ શાહ**

૨૭

**સંવાદઃ-'પ્રશ્નો પૂછવાની ઘેલછા' દૃશ્ય ત્રીજું**

[ પાત્રોઃ—દૃશ્ય પહેલા મુજબનાં ]

૨૮

# ચંદ્ર પૂજન



જયા પરીખ, સુરમા દેસાઈ, ચંદ્રકાંતા તલાટી

પૂજવા, પૂજવા, પૂજવા હો..
હું તો ચાલી નક્ષત્ર રાજ પૂજવા૦
રમક ઝમક બાજે ઝાંઝરિયાં
ઠમક ઠમક પાય રે .... ....
અંગ ઉરાડતો ઓઢણી પાડતો
મીઠડો વાયુ વાય રે .......
પૂજવા૦
હાથ ધર્યો દીપથાળ કુંકુમનો
જળની ઝારી સુહાય રે ....
વધામણાં આજશારદનાં દઉં
સુધાભર્યો નભરાય રે ....
પૂજવા૦
કંઈકનાં ઠાર્યાં તેં જળતાં જિગર
કંઈકની હોલવી હાય રે ....
આશિષ આપજે રહું સોહાગણ
આજીવને જગ માંહ્ય રે....
પૂજવા૦

નાથાલાલ બ્રહ્મભટ્ટ

૨૯

# મો ર લો



**પાંચ બાળાઓનું સંયુક્ત અભિનય ગીત**

**સુલોચના પરીખ, સુશીલા શાહ, પુષ્પા શાહ,**
**ઇન્દુમતી દેસાઇ, લીલાવતી પરીખ.**

હું તો થનગન થનગન નૃત્ય કરૂં;
નૃત્ય કરૂં, બસ નૃત્ય કરૂં;
પિચ્છ ગુચ્છની કળા કરીને;
રંગ રંગની જ્યોત ધરીને;
અનુપમ ડોલનથી અંગ ભરૂં;
નયન મહીંથી નીર ઝરે છે;
સાચા અમૃતબિંદુ ઝરે છે;
પરવશ ત્યાં મારો પ્રાણ કરૂં. હું તો.
ઢેલ નીરખતાં મન હરખાતી;
મુજ પર વારી વારી જાતી;
હું તો ચક્કર કુદરડી ફેર ફરૂં. હું તો.
પ્રિયાનું બોલું મીઠલડા રાગે;
મેહુલીઓ નીંદરથી જાગે;
હું તો વર્ષા રાણીનું ધ્યાન ધરૂં; હું તો.
નામ કલા ઘર ન્યારૂં મારૂં;
સરસ્વતી મૈયાને પ્યારૂં;
જગજનને મનડે મોહ ભરૂં. હું તો.

**જયંતીલાલ દવે**

૩૦

રંજન સમિતિ તરફથી

## નિવેદન

૩૧

## હોળી



લીલાવતી પરીખ

ગોરી રાધા સાથે શ્યામ ખેલે હોળી
ફાગણ આંગણ એવો આવ્યો
મનમોહન મન હરખ ન માયો
રંગે ભરી પીચકારી ધરી રે–ગોરી

એવો બન્યો એક ફાગણ સાંજે
પનઘટ ઘેર્યો વ્રજ મહારાજે
ગોપ અને ગોપાલ સહુ રે–ગોરી

ભરી પીચકારી શ્યામ મુરારી
વાટે ઘાટે ગોપાલ સાથે રંગે રાધા
ગોરી ગોરી
રાધા સાથે શ્યામ ખેલે હો....ળી

વ્યાસ કૃત

## ૩૨

# મારવાડી નૃત્ય



ગાનાર: ચંદ્રકાન્તા તલાટી અભિનયકાર: સૂર્યકાન્તા પરીખ

શરદ પૂનમની રાતે મધુરી
 વ્યોમે રમતી વાદલડી....હો
દૂરદૂર ક્યાં સરતી એ, રંગભરેલી વાદલડી....હો

આકાશે એતો રમતી'તી
તારકની કુંજે ભમતી'તી
ચમકે મારી આંખલડી, હો ચમકે...........હો

સહિયર ગરબે ઘૂમતી મારી
તું છે માનવ વાદલડી....હો
પૂર પૂર રંગ અનેરા
રમી લે રૂપલા રાતલડી....હો

વિબુધ મહેતા

૩૩

# આ ર તી



સુકન્યા શાહ, સૂર્યકાન્તા, શુશીલા સૂર્યકાન્તા પરીખ,
સુશીલા કોઠારી, પ્રમીલા પરીખ

આરતી ! મીઠા તારા સૂર !
કે દીઠાં સ્વર્ગસમાં કંઈ નૂર !
હો આરતી ! મીઠા તારા સૂર !

માનવમંદિર પાપની લીલા કૃષ્ણનું નામ લગીરઃ
રાધાકૃષ્ણ કેરા ચીલા, ઉરે વાસનાગીરઃ
હો આરતી .... ....

પૂજન કાજે મંદિર જાતાં ભક્તિનાં ઓસર્યાં પૂરઃ
પૂજનથાળથી દેવપૂજાતા આજ પૂજારી અસૂરઃ
હો આરતી .... ....

અક્ષત કુંકુમ અબીર ઊડે ગુલાલ ધૂપ પ્રચૂરઃ
સુગંધિના કલ્લોલ ઊઠે નૃત્યના રંગ મધુરઃ
હો આરતી .... ....

ભક્તિઝરણમાં સ્નાન કરી ભણું પૂનિત જીવનમૂળઃ
ભક્તિની શક્તિની વાત સ્મરીશું કોઈ કરે દુઃખ દૂર ?
હો આરતી .... ....

રંગરાગની દેવદાસી બની માનવદાસી ચતુરઃ
નૃત્યથી આજે ભડકા બાળે હૈયે હાય સબૂરઃ
હો આરતી .... ....

આજ રચાવો હૈયે પ્યારો પૂજનદેવ અતૂલઃ
યુગ યુગ ઘંટડી જ્યાંથી બોલે દેવચરણ શિર ફૂલઃ
હો આરતી .... ....

[શ્રીબોધ—ગરબા અંકમાંથી] —અંબાલાલ નૂ. શાહ

## ૩૪

### વન્દેમાતરમ્

---

અમદાવાદ

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું;

ઠે૦ પાંચકુવા, ચાર રસ્તા.

CHAMP PRESS, AHMEDABAD CHIMAN T. SARAIYA.